...દ–શ્રી "જગદીશ્વર" પ્રિન્ટીંગ પ્રેસમાં ... છાપ્યું

ભકત શિરોમણી કવિરાજ

# ધીરાના પદ.

ઉપદેશ અને વેદાન્તના પદો

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–બુકસેલર

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી      પ્રત ૪૦૦૦

સંવત ૧૯૬૧      સને ૧૯૦૫

કિંમત બે આના.

# ભકત શિરોમણી કવિરાજ ધીરાનું પદ.

## પ્રથમ ભાગ.

### પદ ૧ રાગ કાફી.

ફુલ્યો શું ફરે છે રે, ભુલ્યો ભવ કુપમાં પડ્યો
મનુષ્યો દેહ રૂપીરે ખાગો, મણિ હાથે ચડ્યો, ફુલ્યો.
ડાહ્યો થઇ દુનીઆમાં ફરેછે, તેણે શું સર્યું તારૂં કાજ
નેં નજાણ્યું જે પલકમાં, કેમ કરી રહેશે લાજ
ડહાપણ તારૂં જાણ્યુંરે, જ્યારે જમ હાથે ચડ્યો. ફુલ્યો.
વાંકી મુછ પર વારજ ફરી. નફટી વાંકે સરગી,
મિથ્યા જનની ભરિ મારી અહ્યા, જનમ ધર્યો નધર્યો.
માટે જોને જાગીરે, અવસર આવો આડો. ફુલ્યો.
શું થયું જો સંપતિ ઘણી મળી. મળ્યા મોટા ઘર બાર.
નિશ્ચિંત થઇ હરિ નવ ભજ્યા ધિક પડ્યો અવતાર.
ધિક તારૂં જીવ્યુંરે, હરિ એ તને સાને ઘડ્યો. ફુલ્યો.
મનમાં લે શીખામણ મારી, મમતા મુકી પડી,
કર સ્મરણ તું સરજનહારનુ, જનમ સાફળ લે કરી.
દાસ ધિરો કહેછેરે, સૌથી તું સારસ નીવડ્યો. ફુલ્યો.

### પદ (૨)

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહિ.
અજા જુથ માંહેરે, સમરથ ગાજે સહી.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન.
તલને ઓથે જેમ તેલ રહ્યુંછે, કાષ્ટમાં હુતાસન.
દધી આથે ઘૃત જગે, વસ્તુ એમ છુપી રહી. ૧
કોને કહું અને કોણ સાંભળશે, અગમ ભેદ અપાર.
આગમ કેરી ગમ નહિરે, વાણી ન પહોંચે વિસ્તાર.
એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે નહિ તરણા. ૨

તને પવનની ગતિ ન પહોંચે, અવિનાશીરે અખંડ.
રજ્જ્વ સચરાચર ભર્યો બ્રહ્મ પુરણ, જેને રચ્યો બ્રહ્માંડ.
ઠામ ઠામ કહિ ઠાલાંરે, એક અણું માત્ર ક્યાં. ૩
સદગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપે થયા પ્રકાસ.
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ.
દાસ ધીરો કહે છેરે, જ્યાં જોઊં ત્યાં તુંહી તુંહી. ૪

પદ. ૩

મન તુંહી તુંહી બોલેરે, સુપના જેવું તન તારૂ.
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ. ટેક.
ઝાકળ જગ પળમાં વળી જાશે, જેમ કાગળને પાણી.
કાયા વાડી તારી એમ કરમાશે, થઇ જાશે ધુળ ધાણી.
પાછળથી પસ્તાશોરે, મિથ્યા કરી મારૂ મારૂ. મન૦ ૧
કાચનો કુંપો કાયા તમારી, વણસતાં નહિ વાર
જીવ કાયાને સગાઇ કેટલી, મૂકી ચાલે વન મોઝાર.
કોકટ ફુલ્યા ફરવુંરે. ઓચિંતુ થાશે અંધારૂં. મન૦ ૨
જોયું તેતો સર્વે જાવાનું, ઉગરવાનો ઉધારો,
દેવ ગાંધર્વ રાક્ષસને માણુસ, સાને મરણનો મારો.
આશાનો મેહેલ ઊંચોરે, નિચું આ કાચું કારભારૂં. મન૦ ૩
ચંચળ ચિત્તમાં ચેતીને, ચાલો ઝાલો હરિનું નામ.
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ.
ધીરા ધરા ધરથીરે, નથી કોઇ રહેનારૂં. મન૦ ૪

પદ ૪

અંતે સંતને તેડાવોરે, હરીનું ભજન કરવા.
કરમાં માળા ઝાલીરે, મુરખ જ્યારે બેઠો મરવા
નાન પણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધ પણે હરિ ગુણ ગાય.
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય.
જીતી બાજી હાર્યોરે, પથરને નાવે બેઠો તરવા. અંતે૦ ૧
અંત સમે છાપા તિલક બનાવે, બુધી ગઇ જ્યારે બાન

એરણની ચોરીને સોયનું દાન, એમ કેમ આવે વૈમાન
ગુરૂ જ્ઞાન નાખ્યુંરે, બુદ્ધિ તારી ગઇ ચરવા. અં૦ ૨
જુવતી નારીને જેવી પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય
હરિને એકા ઠગવારે, એસી વર્ષે વર વરવા. અંતે૦ ૩
વિશ વર્ષે વિશ્વંભર મળે, ભક્તિ કર્યે ભય જાય.
હરિશુ ધાયા તે બહુ કમાયા તેને મળિયા નિરંજન રાય.
દાસ ખિરો કહે છે રે મટયા ચોરાશી ફરવા ફેરા. અંતે૦ ૪

પદ ૫.

ખબડદાર મન સુબાજી, ખાડાની ધારે ચડવું છે
હિંમત હથિઆર બાંધીરે, સત્ય લડાઇએ લડવું છે
એક ઉમરાવને બાર પટાવત, એક એક નિચે ત્રિસ ત્રિસ
એક ધણીને એક ધણીઆણી એમ, વીગતે સાતસેં ને વીશ
સો સરદારે ગઢ ઘેર્યાંરે, તેને જીતી પાર પડવું. ખબડ૦
પાંચ પ્યાદલ તારી પુંઠે ફરે છે, તે વળી કામને ક્રોધ
લોભ મોહ અને વળી માયા મમતા એવા જુલમી જોરાવર જોધ
અતિ બળીષ્ટ સ્વારીરે, એ સાથે આથડવું છે. ખબડ૦
પ્રેમ પલાણ્યા કરી જ્ઞાન ઘોડે ચઢી સદગુરૂ શબ્દ લગાર
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ
ધર્મ ઢાલ ઝાલીરે નિરભય નિશાને અડવું છે. ખબડ૦
સુરત નુરત ને ઇંગળા સુશુમણા ગંગા સ્નાન કીજે
મન પવનથી ગગન મંડળ ચઢી ધીરઃ સુધારસ પીજે
રાજ ધણું રીઝેરે, ભજન વડે ભડવું છે. ખબડ૦

પદ ૬

મુની મોહ્યારે, મહા મસ્તાની માયા
લોભાવીને લીધાંરે, કંઇક નર ડાહ્યા ડાહ્યા ટેક.
અંતર ભેદી એવાં પંડીત પુરાણી, એમ છોલી કીધાં ચકચુર
માયાતણી મોહ જાળમાં, એમ ફરે છે ઘેલા તુર
કાના બાગરરે, ગયા વિખિયામાં વીટાઇરે. મુની૦ ૧

...રાજા પુંડરિક એવા રાજા, મુની નારદ વશ કીધાં.
...રાજ લલચાઇ ગયાં, એમાં લક્ષણવંતા લુંટી લીધા
એકેક અંગી સરખારે, ગયા વનમાં લલચાઇરે. મુની૦ ૨
જોગી સન્યાશી સેવડા, એમ જતી ન જાણે મલેચ્ય
એટલાં દગમાં લલચાઇ ગયાં, ભલાં ભલાં લુંટી લીધા ભેખ
સરભંગીના શરખારે, ગયા મનડામાં લલચાઇરે. મુની૦ ૩
સઘળાં તારા ખપરમાં, એમ જાણે સઘળાં લોક
બ્રહ્મા વિષ્ણુ નમાવીઆ, તારૂ ડહાંપણ જાણે કોક
દાસ ધીરો કહેછેરે, કાલા ત્યાં સુધી માયા. મુની૦ ૪

પદ ૭

દુનિયાં તો દિવાનીરે, પ્રભાંડ પાખંડ પુજે
કરતા વાસે પાસેરે, મુરખને નવ સુજે. ટેક૦
જીવ નહિ તેને શિવ કહી માને, પુજે કાષ્ટ પાષણ
ચૈતન્ય પુરૂષને પુઠેરે મુકે, એવી આંધી જગ અજાણ
ચરકને અજવાળેરે, પારસ માણુ નવ સુંજે દુનિયાં૦
પથરનું નાવ નીરમાં મુકો. સો વર પટકો શીશ
કોટી ઉપાયે તરે નહિ તેતો, બુડે બસા વીશ
રેળુમાં તેલ ક્યાંથીરે, ધાતુની ધેનું કેમ દુઝે દુનિયાં૦
અંતર મેલ ભર્યો અતિ પુરણ, નિત નિર્મળ જળમાં ન્હાય
આપ ડસીને દરમાં પેઠાપછે, રાફડો કાપે શું થાય
ધાયલ ગતી ધાયલરે જાણે કોઇ જ્ઞાની રૂદે દુનિયાં૦
દુર નથી નાથ છે નજીક, નિરંજન પ્રગટ પંડમાં તું પેખ
દિલ સુધારી દીદાર તારો, પછી તારા રૂદિયામાં દેખ
ધીરિધર ધણી ધીરાનો રે, જગતમાં જાહેર ઝુઝે દુનિયાં૦

પદ ૮

જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે
અંતર નહિ જુદારે, નાવે મારા પ્રભુની પખે ટેક.
ચેઉ સમરને લીખા મગારે, ને રંકનેકરે રાગ

સ્થળને સ્થાનક જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય
તરણાનો મેરૂરે, મેરૂનો તરણુ થાય                જેને૦
નિભાડામાંથી બળતાં રાખ્યા, મંઝારીના બાળ
ટીટોડીનાં પાસે ઇંડાં ઉગાર્યાં, એવા છો રાજ રખવા
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે                જેને૦
બાણુ તાણીને ઉભો પારધી, સીચાણો કરેરે તકાવ
પારધીને તો પગે ડશિયા, સીચાણા શિર ઘાય
બાજ પડયો હેઠેરે પંખી ઉડી ગયાં સુખે                જેને૦
ગજ કાતરણિ લઇને બેઠા, હરજી તો દીન દયાળ
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ
ધણીતા ધીરાનોરે, હરિ તો મારો હાસે હકે                જેને૦

પદ ૯

ભરપુર ભાસેરે, બ્રહ્માની કયમ ભટકે
અનુભવ અજવાળુરે, આતમા દ્રષ્ટ કેમ અટકે
થાવર જંગમ સચરાચર, પશુ પંખી જંતુ જીવ
પોતે કરતા પોતે હરતા, સઘટ દેખ્યા શીવ
ભ્રમણા તો ભાગીરે, અકલ લેહ લાગી લટકે                ભરપુર૦
મા મેડકીએ મણિધર માર્યો, સમુદ્ર પી ગયા મીન
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને આધિન
ખગ બાજ ઝડપ્યારે શ્વાન ભથી સિંહ સટકે                ભરપુર૦
નાવડી ઉપર નીર ચડી ચાલ્યુ, જેમ ચરૂપર ચડીયો ચુલ
અસ્વાર ઉપર તોરંગ ચડીયો, એતો ભારે ભુલવણી ભુલ
કામને ક્રોધ કીધોરે, જોદ્ધાને ઝાલી પટકે                ભરપુર૦
ધણીના ધાર્યા વીના વસ્તુ ઘડાણી, જેમ કાદવે ઘડયો કુંભાર
કીડી કુંજરને નૃત કરાવે, એમ સોનાએ ઘડયો સોનાર
ચીત ચોટી ધીરારે ચડયો તે રંગ કયમ ફટકે                ભરપુર૦

પદ ૧૦

હીરાની પરીક્ષારે ઝવેરી હોય તે જાણે

મુરખ મનમાં મોલ્યારે અજાણે ઉતારણ આણે ટેક
નર મરી બરોબર મુરખ ન જાણે, એવો જગત ભકતનો ઠાઠ
પુરૂષની વાસના પત્ર ન જાણે ગોળ ખાંડ એક ઘાટ
સો વાર સમજાવુરે પતીજ તોયે નવ આણે હીરાની૦
મુરખ હાથે હીરલો લાધ્યો તે છાણ સાથે વેચાય
કોઇક જાણ મળ્યો તેણે ઝડપી લીધો તો તેની કીમત થાય
ગુણ ગાય જલચર વાડીરે, પુરણ પ્રમાણે હીરાની૦
ભગત થયા પણ ભેદ ના જાણ્યો કરે તરવાનો ઉપાય
તન ભોગી મન કંચન કામની એવે હરણે કેમ ઉતરાય
ઘર ધંધાના ઘાણીરે તેમાં તેલીયા તાણે હીરાની૦
જોગ જગન જપ તપને તીરથ તેમા સહુથી મોટો સત્સંગ
સુકી ડાળ વક્ષ થઇ રસ પીલે તોય અધુરો રહયો ગાળલોરંગ
ધીરા સોધ્ય હીરારે રાત દીવસ વાહાણે હીરાની૦

પદ ૧૧

વાડો વાળી બેઠારે પોતાનો પંથ કરવાને
છળ કરીને છેતરીરે પરાયાં ધન હરવાને ટેક૦
રામાનંદી ને મહાનંદી સ્વામિ સહેજાનંદ સમજાવે
કબિરપંથી તુબોરે વાળા એતો ભણે ભણે ને ભુલાવે
કપટ સંગ દોડેરે ઉપાય ઉદર ભરવાનો વડો૦
અજાનો વાડો ગાય ભેંસનો વાડો, કોઇ વાઘનો વાડો દેખાડો
અબંધ નાથ કેમ બાંધ્યામાં આવે, તેને કયમ કરી દેખાડે
ગુરૂ થઇ ગગન ગાજેરે, અચળ ઠામ ઠરવાને વાડો૦
પ્રીતે કરી પથરને પુજાવે ધાતુ પાષાણ
વરતર સંગ તે કબર પુજાવે, તેમાં કોણ કરે કલ્યાણ
તીરથ વ્રત દોડેરે, અફળ એ મરવાને વાડો૦
સિંહ રાજાથી ડરેરે દુનિયાં, સિંહ તે ડરે નહિ કોય
સોહ સોહ વીજાનંદસ્વામિ, એમ અખિલઆત્મા બ્રહ્મ ચિન્ય
સુરંગ વીર ધીરારે. ધણીનું ધ્યાન ધરવાને વાડો૦

### પદ ૧૨

અનુભવી આવોરે જ્ઞાન ગતી ધરનારા
ભેદ બતાવોરે બ્રહ્મ માંહે ભળનારા
કહો પવનનું મુળ અમને કયાંથી આવ્યું મન
ઠીક કરી ઠેકાણું બતાવો કયાં રહે જીવ
જુજવા અરથ કરી બતાવો શા રૂપે છે શીવ
અખંડ જ્યોતી ઝળકેરે બ્રહ્મ ભેદ છે ન્યારા  અનુ૦
પ્રગટ પીંડ પડ્યો પ્રથ્વી પર જીવ શીવ જોતાં કયાં જાય
નાદ બુંદ મન પવન સુદ્ધાં સરવે કયાં સમાય
રીત બતાવોરે આગમ વાત વદનારા  અનુ૦
અનુભવી આવો ભેદ બતાવો વિશ્વંભર વિસ્તાર
લાંબો પહોળો ને પચરંગી કેવો છે કીરતાર
ધણી તો ધીરાનો સ્વામી સરજનહાર  અનુ૦

### પદ ૧૩

કળીજુગતો આવ્યોરે દુનિઆમાંથી ઘટી દયા
મોટા મોટા માજનરે, લક્ષપતિ લોભી થયા
ધરતીમાંથી ધરમ ગયુંરે, પાપનું બાંધ્યું પુર
પરજન તો પાંગળા થઇને વરસે મેઘની થઇ ચકચુર
ધરતીએ રસ ચોર્યોરે વાનાકણ વણુશી ગયા  કળીજુગ૦
શુરાનું શુરાપણું ગયું, ગયું સતીનું શત.
વેદી ભેદી પંડીત પુરાની સૌની મટી ગઇ મત
કળજુગનું એવું કારણરે, લોભમાં લાગી રહ્યા  કળજુગ૦
પૃથ્વીમાં પાખંડ પુજાશે વિપ્ર કરે વેહેપાર
સન્યાસી ધન સંચન લાગ્યા પતિવ્રતા નહી નાર
સત્ય ના જડે શોધ્યુંરે અસત્યના ઓઘ થયા  કળીજુગ૦
છત્રપતિતો વાચાના ન ચુકે તે દુખ કોને કહેવાય
કથા તો કુપાત્રની સુણશે, પ્રસન્ન તો ગરડને પુછાય
દાસ ધીરો કહે છે રે અજ્ઞાની તે તો અંધ થયા  કળીજુગ૦

### પદ ૧૪

માંયલો મર્મ મોટોરે મોહ્યા જન માયા વડે
સમર્થ.સંત સુરારે. પલકમાં પાર પડે માયાને
હેત પ્રીત રીત ગતિ માયા કહીએ ચાતુરી વિવેક વીચાર
લાલણાં માંયા બોલણા માયા, માયા હરીનો દેદાર
શક્તિ માયાનીરે, માયા તો મન રાખે ઘડે માયા૦
ગાન ધ્યાન હરી સ્મર્ણ શક્તિ, માયા તણું પ્રમાણુ
કુરાન પુરાણુ વેદ ભેદ બારે માયા મુળ મંડાણુ
આદ દેવી શક્તિરે ગુણવંત ઘાટ ઘડે માયા૦
બ્રહ્મા માયા શંકર માયા, માયા વિષ્ણુ રૂપ
માયા કરદામાં કર હો માયા, માયાનુ અકુળ સ્વરૂપ
જંતુ જીવ જાયજરે અજાણ્યા અણ્ મધ્ય આથડે માયા૦
મુરખ કહે મે માયા મુકી ત્યાગ કર્યો સસાર
માયા ત્યાં સુધી કાયા રહેશે. સંગ સરજન હાર
કાયા વડે ધીરોરે, માયા વસ્તુ જડે માયા૦

### પદ. ૧૫

બ્રહ્માનંદ ભાશોરે આત્મા અનુભવજ પોતે
સોહંગ સાધે સાધનરે, પ્રગટે પોતામાંથી પોતે બ્રહ્મા.
એકવીસ હજાર છશે અજંપાજપે, બ્રહ્મા વિષ્નુ શિવ દેવ
ચૌદ બ્રહ્માંડ જડ જગ ચેતન, રીધ સાધન કરે સેવ દેવ
સુરીનર સાધેરે જે તે જ્ઞાની મુનીજનોને બ્રહ્મા
રવીના તેજવડે રવી રૂપ ભાસ્યું મણીને તેજ મણી જ્યોત
આત્માને તેજ આત્મા ઓળખાયો ઉગ્યો અંતર અર્ક ઉદયોગ
થયું અજવાળુંરે, વસ્તુ મળી મનમાં તે બ્રહ્મા
પંદરમી ભોમી રમે પુરણ બ્રહ્મ ખેલે અખંડ નીશદીન
શુનુ શીખર ગઢ અહેનદ ગડગડે ઉનમુની મન મગન
પાળ બાંધી પોતેરે, પ્રીત બાંધી ચીત પ્રીતે બ્રહ્મા
આળ પપાળ કાળનું મર્યું મટમટી ઉલટ પુલટ ચોંટયુ ચીત

જે જેમ હતું તે તેમતું થયું, રહું આનંદ અદ્વૈ
ધીરમરજીવારે આણુ છતાં રમે ઓણું ઓથે ખ્રહ્મ

પદ ૧૬

જગત પિતા ગતિ અદ્વૈતરે અકળ કળા અવિનાશી
સભર્યા ભરભરી આંરે ચરાચર ચર વાશી જગત૦
શીશ અસમાન રવિ શશી લોચન, શેષ પગ પાતાળ
પૃથ્વી પિંડ નવશે નવાણું નદી નાડી નિર્મળ ઉદર અર્ણ્ વખાળ
અઢાર ભાર રોમજરે. નવ લખ્ખ તારી બાદલ બાશી જગત૦
તેત્રીશ ક્રાડ સુરીનર કર કહીએ, વશે વાણી પ્રકાશ
અષ્ટકુળ પર્વત અસત્ય આનંદ, બન વાયુદવ નિશ્વાસ
બ્રહ્માંડ રૂપ ભાસ્યુંરે પ્રસિદ્ધ જ્યોતી પ્રકાશ જગત૦
નાભી બ્રહ્મા પીઠમાં રૂદર એ રૂદીયા ઉમૈયા નાથ
પવન વિષ્ણુજી કંઠ કૃષ્ણુજી શ્રવણ રસની શક્તિ માત
માહ્યા મમ મોટારે આનંદ ઉલ્હાસી જગત૦
અચાલત અટલિતગતી તમારી પરાને પામે પાર
પરમેશ્વર વિશ્વભર ઇસ્વર વારી વાર હજાર
ધીરધણા ધારેરે કટી કાળ કટી ફાંસી જગત૦

પદ ૧૭

આત્મા શોધ્યા વિનારે, જે જન સાધન સાધે,
સાચે પ્રભુ જુઠાનારે, યશ કેમ જાધે વીધે આત્મ૦
રવી રવી રટ રજની મટત નહીં એમ તીમર નહીં જાય
આત્મા અર્ક ઉગ્યોરે અંતરમાં ત્યારે અજવાળુ થાય
ભોજન ભોજન ભાખેરે ન ભુખ વિના ખાધે આત્મ૦
મીઠા મેવા લખાણે મુખથી તેને સ્વાદના આવે લગાર
જળ જળ જંખે તૃષા નવ છીપે, પોકારે વાર હજાર
અંધારે વસ્તુ શોધેરે, અજવાળા વિના કયાંથી લાધે આત્મા૦
પોતાના પીડની ખબર નવ જાણે વાતો શીખી વાતે બાઝે
બ્યોહ્મ ઉમરણી આછી બનાવે, ભીતરની નથી કેમ રાજે

હદનો ભેદ નવ જાણુરે બેહદ માટે જહ ભાંધે    આત્માં૦
શીળ સંતોષ ને ક્ષમા ગરીબી. શુધ્ધ જ્ઞાન નિજ નામ
એ કામ ક્રોધ લોભ મોહ ત્યજે ત્યારે, વાસ વસ્યા થાશે કામ
ધીર મરજીવારે તુંહી આધારે    આત્મા૦

### પદ ૧૮

આદી અંત મધ્યરે, અખંડાનંદ આનંદા
વીગત ગત વિગતેરે વેદા ભેદા તું જાણુંદા    આદી૦
બ્રહ્મી બ્રહ્માંડ તું મધ્યે વ્યાપી, વિશ્વંભર સર્જનહાર સંસાર
વિરંચી વિષ્ણું શિવ સુર, શકિત હુવો માંહી રજગુણકાર
અલક નીરંજનરે કરંદા ખેલંદા    આદી૦
તું ચૈતનગાંઠી માળા મુકતા ફળ તે મધ્ય પ્રોતે સુત્રનો તાર
જેમ જળમાંતો રંગ જુદ જુદા, એમ વિશ્વા વિશ્વાધાર
અદ્વૈત અવિનાશીરે, હાલંદા બહુ બોલંદા    આદી૦
વાવ તળાવ કુપ સરિતા સીંધુ, પ્રગટ ઉદક એક દેખ
દ્રુમમાં બીજ બીજમા દ્રુમલતા, સુવર્ણનો વાઘો એક દેખ
વિશ્વ વિશ્વંભરરે, જાણુંદા મધ્યે માણુંદા    આદી૦
એક હેમના ઘાટ જુજવા નામે ધરાવો ધરી નેમ
બેટો તે બાપ બાપ તે બેટો, તદવત નામ ઘાટ નેમ
હીરા ધણીએ બેલેરે, સેવંદા બંદા દેવંદા    આદી૦

### પદ ૧૯

શરીર વિના સોધનરે પાર કોઇ પામે નહીં    શરીર૦
થડ મુકીને ડાળે વળગે તે ટોચે કેમ ચડાયા.
અધવચથી તો પાખડી તુટે તા પાછો આવીને પછડાય
સંગત સમ સમજોરે ચઢોને થડ મુળથી ગ્રહી    શરીર૦
શાસ્ત્ર પુરાણુના મત જુજવા, ઘણો કરે સંવાદ
બત્રીશ ભોજન રૂડી રસોઇ બનાવી, ચાટવાને શાનો સ્વાદ
વારીને વલોવેરે, નહીં માખણુ ને મહી    શરીર૦
નથી જમ્યો ને નથી જમાડયા, દીઠા વીના ચલવે જુઠ
પારકા મોહનો સ્વાદ વખાણે, એતો મીથ્યા માથાકુટ

તું તારા બહદ સામુરે, જોજે કરો કરૂણાનીધી સુખ કાજ
લજજા મારી રાખોરે, મહાન સંત ચીત્તામણી ધાહ૦
મારે ભરૂસો નિરવાસ વિસ્વભર, આશા પુરો અનાથના નાથ
દુખ વિલાપ સંકટ ટાળો હરિ હેત કરીને ઝાલો હાથ
ધીરાની વારે ધાજોરે તારે ને મારે પ્રીત ઘણી ધાહ૦

પદ ૨૨

ચાતુર ચીત ચેલારે અચળ વસ્તુ ખોળી કાઢી,
ખટ અઠ બારી મેલીરે, પંદરમી બારી ઉઘાડી, ચાતુર૦
પંદરમી ખોમીને પંદરમી બારી, ત્યાં દ્વાર મેલે રંગીલો,
પાંચ મેહેલને પાછળ મેલ્યા ત્યારે છઠે મેહેલે છે છબીલો,
અલબેલો એકલોરે, ખેલંદા ખેલ ખેલાડી. ચાતુર૦
ગંગા જમુના સરસ્વતી, રૂડી ત્રવેણી તીરે રગ રેલી,
ઇંગલાપીંગળા સુખમણા રાણી ભરે પાણી, ઉન મુનીયે આનંદહેલી,
ઝરમર મોતી વરસેરે, વિનાવેલી ખાલી ફુલવાડી. ચાતુર૦
સુન શીખરે અમર અરજન, વિસ્વંભર રાજ બીરાજે,
સોમદળ કમળ ઉપર કરે લીલા, ત્યાં અનહદ છંદ વાઝા વાજે,
ગડેડે સિંધુ ગાજેરે, ફેલ્યા તે જળ પળ ફાડી. ચાતુર૦
પૃથ્વીથી પોહોળુ આકાશથી ઉંચુ, એવું પરવિન આધર ફરે પંખ,
ધીરા મરજીવારે, શાકર દુધ પાએ દહાડી. ચાતુર૦

પદ ૨૩.

પ્રભુ તમ સાથેરે, નાથ મારે પ્રીત ઘણી,
ભાવ કરીને ભેટોરે, મુજને રાંક ગણી. પ્રભુ૦
પ્રહલ્લાદની તમો પ્રતીજ્ઞા પાળવા, ધરીયું નરસિંહ રૂપ,
ફાટયો સ્થંભને પ્રગટયા મુરારી, થર થર કંપે મોટા ભુપ
હિરણ્ય કાશપ નાંખ્યોરે, વાહાલે મારે હાથે હણી. પ્રભુ૦
ભરી સભામાં દ્રૌપદી આવ્યાં, તાણવા માંડ્યાં તેનાં ચીર,
નવસે નવાણું વાહાલે નવનવા પુર્યા તોય નવ દેખાય શરીર,
પ્રતિજ્ઞા રાખીરે, પાંડવોની નાર તણી. પ્રભુ૦

નરસીંહ મે'તાની વાહાલે હુંડી સ્વીકારી, હેતે કરી ઝાલ્યો હાથ,
શામળશાહ સંતને જદપીરે વિનવ્યા, ભેટયા વિસ્વાધાર,
રૂપીયા રોકડારે, ગીરધર ભટને આપ્યા ગણી. પ્રભુ૦
સુદામાના વાહાલે સંકટ કાપ્યાં, લઇને આપી નવ નીધ્ય,
કંચનના વાહાલે મોહોલજ કીધાં દુજી દ્રારામતી દીધ,
દળીદર કાઢી નાંખયુંરે, દયા જાણી રાંક તણી. પ્રભુ૦
આરે વેળાની પ્રભુ અરજ હમારી, માની લઇએ મહારાજ
શરણે આવે તેને ઉગારી લેજો, બાંહે ગ્રહ્યાની પ્રભુ લાજ,
દાસ ધીરો કહે છેરે નાથ મારે તુંહી ધણી.

પદ ૨૪.

પચરંગી તુંગલોરે, શોભા તેની સરસ બણી,
તેમાં તો બીરાજેરે આપે અલખ ધણી. પચ૦
એ બંગલાને દસ દરવાજા દશે દરવાજે નીશાન,
બ્રહ્મા વિષ્ણુ અરજ કરે છે શેષ ન પામે કંઇ જ્ઞાન
અકળીત એવોરે શી કહુ વાતો એહ તણી. પચ૦
સાચા દેવ દેવળમાં બેઠા સદગુરૂ શું નીશાન,
અજંપા દોરી ખેંચે, પકડ લઇ ચડયો અસમાન,
દેખો તપાસોરે ઘટમાં રચના ઘણી. પચ૦
માળા તીલકનો પાખંડ રચીયો આપ ચીન્યો નહીં કાંઇ
જ્યાંલગી ત્રિવિધ તાપ ટળ્યા નહીં ભુલ્યો ભમે છે સોઇ,
ભુલો તારી ભાગેરે સુધ લે આપ તણી. પચ૦
મનકુ મુકયા તનકુ મુકયા, તેને પાયા ભેદ
દાસ ધીરો દીલમાં પેખે, આપ નિરંજન વેદ
મસાણુ કોણુ પુજેરે, મળ્યા તમે ધણી પચ૦

પદ ૨૫.

કર્તાનો પંથ કરડોરે ઉલટી અટપટી આંટી,
શીર સાટાનો સેદોરે, ઓઘડ પાટ ઘડી ઘાટી કર્તા૦
હાંસી ખેલતાં કામ ન હોએ હિંમતવાળા શુરનો એ સંગ્રામ
સુરત નુરતે સત્ય ગતિવાળા ગ્યાની, એમાં ન હોય કાયરનું કામ

અગમ પાએ ફુંટેરે, અલક્ષમાં લક્ષ ચોટી — કર્તા૦
દેખી દેખી જોગ આરાધે, તાન વિના મેળવે તાલ
કઠણ દુધ સિંહ કેર પીએ સિંહનું બાળ
બીજાને પીવા ઇચ્છેરે, માથા એ વાત ખોટી — કર્તા૦
કાચના મંદિરમાં જેમ શ્વાનજ પેઠું, દીઠો પોતાનો દેદાર
પ્રતિબંધ દેખી કરી ગર્જના, ભસ્યા શ્વાન હજાર
અભ્યાસે અકળાણોરે પદમાં ફરી ફરી જાય પોઠી
મન બુદ્ધિ વાણીએ મનગારે નાવે ગુરૂગમને એ ધામ
અખંડ અજર અમર અવિનાશી ઠરવાનો છે ઠામ
ધીરાના સુખ સિંધુરે, રહ્યા છે ઘટ ઘટમાં ગોઠી — કર્તા૦

પદ ૨૬

અલખ લેહ લાગીરે, જાગીને જોયું ઘટમાં
ભમણાતો ભાગીરે, સોહાગી એકયા ઉલટમાં
અબાડીએ ગજરાજ ગળાગો, ઘોડાને ગળી ગયું જીણ
વજ્ર ઉપર વાડ સુકાણી સમુદ્રને ગળી ગયા પીણ
સસલો તો શાણો થઇનેરે, શાર્દુલને નાખ્યો પેટમાં અલખ
આંબે તો ફળ શ્રીફળ લાગ્યા, કદળીએ કેરીઓની લુંબ
નાગર વેલે દ્રાક્ષ બીજોરાં, એવી ખુબી બની છે ખુબ
ગગન દોહરો ઘટમારે, દુધ પીધું છંદ છટમાં — અલખ૦
પાવક વરસ્યાંને પાષાણુ ખલળ્યા, ચોદશ થઇ ગયું પાણી
તે પાણીમાં દેવી દેવતા ડુબ્યા, રાજા રંકને ગયા તાણી
બ્રહ્મા વીષ્ણુ શંકરરે, ડુબ્યા ઝટપટમાં — અલખ૦
વીદુર વ્યાસજી ને શુકજી જેવા, આપે દાસજી ધીર
ધણી ધીરાનો છે ધીરવતો એવા તો સ્યામ શરીર
જીવન મુક્ત થઇએરે, મુનો તો જન માને મઠમાં — અલખ૦

પદ ૨૭

પ્રગટ ખેલ ખેલુરે, દેદાર તેને દેખાડું
મતે સુજીવનરે, મહા મંત્ર સહુને દેખાડું

ભેદ લીધો પણ ભેદ ના પાયો, મનમાં મેલ ભર્યો
માળા તિલકનો પાખંડ રચીને, ફોગટમાં ફેરા ફર્યો
ગાયો ગળ્યો સ્વાદરે, ભોજન ભક્ત ઠર્યો ગુરૂ૦
પુજા કરે તેની પુંઠ ન મુકે, આવરણમાં આવ્યો
પરનારીશું પ્રીત કરીતે, આપે અધમ ઠર્યો
નિંદા કરીતરે, ઘટ કુંભ પુરણ ભર્યો ગુરૂ૦
સતગુરૂની સેવા તજીને, દુષ્ટનો સંગ કર્યો
મોક્ષ અમૃત પાન તજીને વિષય રસમાં ભર્યો
ભમે ને ભટકે રે, પાષાણ રૂપ આપે ઠર્યો ગુરૂ૦

મારૂ મારૂ કરીને માયા મેલી, દામ લેખ ન કરે
અજાણ્યું અણુચિંતવ્યુ આવશે, તેનો ભય ન ગણે
લાલ કહે લુટાણોરે, ભાળાવો ખરા ચિતથી ગુરૂ૦

પદ ૨૯ રાગ સંરગ.

મન શકલગર, ઉરદમના હથિયારાં સરાણે ચઢાવીએ
આછા ઉતારી, મશકલો મેલાવી મેલ વટાવીએ ટેક.

કાયા કટાર લાઢીલે લેવારે ઘડયો, મીનારી કામ મોતી ચુરે ચડયો
તેના ઉપર અતિશે કાટ ચડયો મન શકલગર
તને ચાટીયા કરોને સજ, મા માટે રાખો છો અસજ
બતાવે સોહું થાશે ધજ મન શકલગર
હો કસબી કસબ કરે સારો, ફરી ફરી નહી આવે આવો વારો
તું કહ્યો માનને મારો મન શકલગર

અલ્યા અજાણ્યા ભયરા બેકાનો, તારી મેહેનત આપશે નાથદીનો
આ કટાર તો છે ખુદાનો મન શકલગર
જળા ખોળા જ્યારે થાસે ગુરૂ ગમથી જળ હળ દેખાશે
કહે ધીરો ભણીને ભેટ જાશે મન શકલગર

પદ ૩૦

મન મહારાજ, મનુષ્યા પર પામ્યા પણ માંહેપી શું મળયું
મનુષ્યા પદ પામ્યા મોહું, નાશ હરિ ચરણે ચિત નવ ચોટયું
વેતો ખરે ખાઇ કીધું ખોટું મન મહારાજ

તમે ચતુરાઇએ ચાલોછો, તમે મુરખ થઇને મહાલોછો
ઘેલા ઘરમાં ખોટ ઘાલો છો. મન મહારાજા.
ભાઇ રાત દિવસ મહારૂ તારૂ, કીધું સો મણ તેલે અંધારૂ
સુખ માને સા જીવ્યા સારૂં. મન મહારાજા.

વટેમારગુ મારગમાં ચાલે, કોઇ ચાલ્યા પંથી પાળે;
કોઇક હળવા મળવા હાલે મન મહારાજા.
નીરખે થઇ ભજ નારણુ, ત્રભોવન નાથ તરણ ભરણ;
કહે ધીર ધરો ધણીની ધારણુ મન મહારાજા.

પદ ૩૧

અંચલ મન ચોર, ચ્યાર ઘડીના ચાંદરણામાં ચેનો;
હાણ્યુ ભંગ શરીર, ઝાકળ ઉદક ઉડી જાશે એતો.

તુજ બુધિને કેમ ભરમાવે, હેને હરિ સમરણ કરીએ હાવે.
ફરી ફરી આ અવસર નહિ આવે. ચંચલ મન૦
જગ બુદ બુદા લેજો જાણી, પલળે જેમ કાગળ ને પાણી,
તન અર્ક તેરની એધાણી ચંચલ મન૦
જુઓ રાવણ જરાસંધ જેવા, કંઇક ઉડી ગયા એવા એવા
દાસ ધીરા હરિ ભજ ઢુંકો, તમે ચતુર થઇ કેમ ચુકો.
બળતામાંથી કાંઈ બુકો. ચંચળ મન૦

પદ ૩૨

મન મુઢ ગમાર, મારો મર્ણનો તારે માથે મોટો છે,
કરો અંતર વિચાર, હરિના નામ વિના ખેલ સપળો ખોટો છે

દ્રવ્ય દારા દિકરા પીતા માતા, કુટુંબ સહોદર ભગની ભ્રાતા.
અંતકાળે કરે કોણ તારી રહાતા. મન મુઢ૦

સાચી વસ્તુને જુઠ કરી જાણોછો, તમે મિથ્યા સુખને માણોછો
મારૂ મારૂ કરી તરીઓ તણાં મન મુઢ૦
અરધી ઉમર તો નિદ્રામાં ગઇ, અરધી ઉમર મારૂમારૂ કરતાવહી
એક ઘડી પ્રભુની વેઠ ન થઇ મન મુઢ૦
ઉદર મંઝે ગર્ભ હતો જ્યારે, મહા દુખ કષ્ટ વેઠતો હતો ત્યારે

મનુષ્ય દેહ કાયી તને કીરતારે                                   મન મુ૦
પ્રેમ પીને હરિગુણ ગાજો, તમે સદગુરૂની સંગત સહાજો.
દાસ ધીરા ધણીને મારગ ધાજો.                                   મન મુ૦

પદ ૩૩

ગરડ ગઢ ગયા પોતાના જમાણા કોઈએ મોકલ્યા નહિ.
કોને ખબર નથી ક્યાંથી આવ્યા, હવડાં ક્યાં રહેશો જઈ ટેક.
કાળ કે ચરી મહિપતિ મહામતિ શુરા પુરા કંઈ સાધુ સતી.
કોઈ ઉપાયે રહેવાય નહિ કોની રતી,                                   ગરડ૦
માથે મરણનો માર મોટો છે, જોતાં તર જમની ચોટો છે.
ખરૂ જાણો છો પણ પેલ ખોટો છે                                   ગરડ૦
કંઈ ત્યાગી ને વૈરાગી છે, સન્યાસી સ્વામી મુન્યા બીજ માગી
ત્રિલોકમાં ગણ્યા કોઈના નવ આગી.                                   ગરડ૦
કંઈક ગયા ને કંઈક વહી જાશે. કંઈ ગુણવંતા ગોથાં ખાશે
હવે શું થયું ને શું થાશે                                   ગરડ૦
એકલાખ એપી હજાર પીર મળ્યા, નવલાખ ચોરાશી સિદ્ધ વળ્યા
અઠયાસી સહસ્ર રૂષિ ધરણી ધર્યા.                                   ગરડ૦
જીવની જાત કોઈ નવ જાણું, આપ આપણું અનુમાન માણે
મરતાં સુધી તરીલાં તાણે                                   ગરડ૦
આદિ અંતકાળ મુળ કોઈ રહેતું નથી, જેને છાયા ધરી તેર રહેતું નથી.
કહે ધીરો સાચુ કોઈ કહેતું નથી.                                   ગરડ૦

પદ ૩૪

જ્ઞાની ધ્યાની ગયા તેના જુગમાં જરા જરાંન પણ શોધ્યા નથી જડતા
ડાહ્યા ચતુર સુજાન દેવ દાનવ માનવ મારૂ મારૂં કરી ગયા રડતા
તમો ડાહ્યા છો મુને દેખાડો, તમે ખોતા જન શોધી કહાડો
પડ્યા પાનને પાછા ડાળે ચોટાડો.
એક લુણની પુતળી જળમાં ધરાવ, બ્રહ્માદિક તેને બેસાવે
કહો બાપજીઓ તે પછી ક્યાંથી આવે                                   જ્ઞાની૦
એક સરિતા સિંધુમાં જાશી, તેની જુજવાઈક કેમ થાશે
આત્મા અનુભવ વડે ઓળખાશે                                   જ્ઞાની૦

પોતે પુન્ય કરે તે તો પોતે પામે પોતે ભક્તિ કરે પોતાનો જશ જામે
નીર જઈ ડરે નીચે આમે  જ્ઞાની૦
જેવાણીઆતેવાણીઆ જણાએ, વડનો આંબાનો આંબો થાએ
ધીરો કહે બીજે બીજ વાવ્યું જાએ  જ્ઞાની૦

પદ ૩૫

ભાગી ગઈ ભવ બેડીઓ, ઉઘડયા બાર બોવનનાં તાળારે
તીમીર ટળ્યાં ગુરૂ અંજન જળાહળ, ભળયા ભડ અજવાળારે
સદા સુરજના ગર પાછળ, જળાહળ જ્યોત ઝળકેરે
ત્રીકુટી આસનપર બેસી તેથી, છે ઊંડાં જ્ઞાન ચળકેરે
અણુ પડે વાગે ઝાલરી ઘુઘરી નાદમાં ધમકેરે
વિના અર્ક અજવાળા ગગન વિના વિદ્યુત ચળકેરે
વસુધા વિના સરિતા વહે, સિંધુ વિનાં જળ જોયાંરે
વાજીંત્ર વાગે નાદને, મહાજન જાણે છે કોયરે
હરી વિના ઠામ કાંઈ નહીને, જપ અજંપા જાપરે
બાર ભીતર રમી રહ્યા, અમર અખંડ આપરે
મુંગો તે ગળ ખાંઈ ગાયે, કેને એ સંવાદ કહેવાયરે
દાસનો દાસ ધીરો, સદગુરૂથી એ ગુણ ગરવા ગાયરે

પદ ૩૬

આત્મ તત્વ શોધોરે, જ્ઞાની જન ગોતો ઘરમાં
બોલો તે જન નહીં બોલેરે, ઓળખ્યા લે અંતરમા.  ટેક.
વિશ્વંભર દરિઓ સભરભર્યો માંહી રવી શશી તેની જ્યોતી
શુરા પુરા તારાએ જળમાં ઝંપલાવે કોઇ મરજીવાલા વે મોતી
કોઇ પહેરે પનોતીરે, અખંડ ચુડીલો કરમાં  આત્મા૦
કાગલા બગલા હોલા કોડી હાર્યો તો જડે નહિ આર
માન સરોવર માંહે મુક્તાફળ કોઇ હંસ ચરે તેને ચારે
ખીરને નીર ભેળયારે જુજવા કરી પીએ પળમાં  આત્મા૦
સદગુરૂ સંગતમાં જે જન સમજે તેનું નિશ્ચે થાશે કાજ
કરજોમાં તન કરશે પોતાને, એમ ભણે માંહેથી મહારાજ

પોતાને પોતે પરખોરે ભરો સંભાશ ભરમાં    આત્મા૦
હું હો હાર ગુરૂ સસોથીર રૂપતે જંત્ર વાજીંત્ર બજાવે
શબ્દ ઘટાવ લક્ષિણી મધ્ય ડોલે હરિ નહિ નામ તેં ઘર આવે
ધીર સુખ સાગરરે નીરખો નીજ અંતરમાં    આત્મા૦

પદ ૩૭

સંત મળે સાચારે અગમની તે ખબર કરે,
ભાવે ભેટું તેનેરે સરવે મારૂ કારજ સરે
ઉલટી સરિતા પડે ગગન પર વિના વાદળ વરસાય.
વીના આભ વીજળી ચમકે ગેબી ગરજના થાય
ધીરે ધીરે વરસેરે વરહીને અમર ભરે    સંત૦
તેતરડે સિંચાણો પકડયો સસે સપડાવ્યો સિંહ
કાયર ખડગ કાઢીને દોડયો ત્યારે શુરે પાડી ચીસ
મઝારી ચુવે મારીરે રૈયતશું રાજા ડરે    સંત૦
વિના વાજીત્રો વાજાં વાગે વિના કંઠ હોય માન
દો કર વિના તાળી વાજે છે તોલા વિના જડે માન
વિના વાડી પુષ્પજરે પદમ વિના ભ્રમર ફરે    સંત૦
વિદેહની વારતા મરજીવા માની માની હરખાય
ગુરૂ ગમવાળા સંત મળેનો તેને લળી લળી લાગુ પાય
દાસ ધીરો કહે છે રે ત્યારે તો મારૂ મનડુ ઠરે    સંત૦

પદ ૩૮

મુનિજન મોટા મોટારે મહા મસ્તાની માયા
બંધને બંધાયારે રંકને રાની જાયા    ટેક૦
મોટા મોટા નર વિંધાણા ધીરવીર સમર્થ શુર
જોગી જંગમ જતી સેવડા ચોળી કર્યા ચકચુર
સંન્યાશીને સ્વામીરે લાલચમાં લપટાયા    મુની૦
ખેપ કરીને ક્ષત્રીરે ખાધા બ્રાહ્મણ શુદ્ર ને વૈશ્ય
નાદિ ભેદિ પંડિત પુરાણી પછાડયા પરમહંસ
વિવેકના સાગરરે વિષયમાં બહુ વિંધાયા    મુની૦

પારાસર સૌપુંડરીક પુરંદર નારદને વશ કીધુ
ચહૂમાં ચિત્તમાં લલચાયા લક્ષવંતા લુંટી લીધે
એકબ્રહ્મચારી રૂપીરે ખોળમાં ચાટવાયા સુની૦
વિશ્વ બધુ છે એના વશમાં મોહ્યા ચૌદે લોક
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા એની આગળ ડહાપણ ફોક
દાસ ધીરો કહે છે રે કોણ માનવ કાયા

પદ ૩૯

થાણુદાર થયારે થાણાને રાખો ઠેકાણે
મોજ દુર્લભ દેહ નગરીરે માંહી બેઠા માણે ટેક૦
કૂડ પાંચ પચીસ ઠગારા રૈયતને રંજાડે
ચચળ ચોર કરે માંહી ચોરી બવન બહુ ભંજાડે
ધરપત ના ધારેરે ધરાયો નહીં ભર્મ ભાણે થાણુ૦
સત્ય ધરમ રૂપી પટાવાળા હુકમ કરોનો બાંધી આણે
તસ્કર સઘળાને વશ કરીને નાંખોને બંધીખાણે
દંડ દઇ તેનેરે ધાલો અવળે વાણે થાણુ૦
છુપી રહ્યા છે દોતીયા બે રૂડાં તું નવ જાણે
જે જે કર્મ કરો છો પ્રતિદિન તે લખી લેશે તે ટાણે
દફતર દેશે ધણીનેરે હીસાબ લેશે દાણે દાણે થાણુ૦
પાંચ પ્રકૃતિની કર સુખ બાંધી વૃત્તિ રાખો થિર થાણે
ધીંગો ધણી છે દાસ ધીરાનો એને ઓળખી લેજો એંધાણે
અવિચળ ગાદી આપેરે આપ રૂપ પરમાણે

પદ ૪૦

જગજીવન મોહન મળીયારે જન્મ મરણના ફેરા ટળીયારે
આપે ગુરૂને આપે શિષ્ય જોયા મેતો જગદીશ
અંતર જામી ઈશના ઇશ બ્રહ્મ બ્રહ્મમાં ભળીયારે જગ૦
મળ મહથી આઘે ચઢીયા ગતિ ચક્રે આવી અડીયા
વૈકુંઠની પારે પડીયા વિણું વેણે પળીયાને
કૈલાસ માટે કલ્લોલ આત્મારામ ઝાકઝમાળ

સતચીત આનંદમાં લીન થયો છે ગુરૂ તણી ઘમ હોય
અહનીસ સમરરે સુરતી નિજ નામ ભણી કાયા૦
નીજ નામ જેને નીસ્ચે થયું છે સંસયની વૃતિ થાય
આરક બ્રહ્મ ઊગ્યો છે તેને તેથી અંધાર જાય
દાસ પ્રભો કહેછે રે પ્રેમતણી પ્રીત ઘણી કાયા૦

પદ ૪૩

પૃથ્વી પાતળારે નામ વિના કંઇ નહી
આકાશે બ્રહ્માંડરે છતાં વસ્તુ છેરે સહી ટેક,
પશ્ચિમમાં જેમ અગ્નિ રહે છે એમ દેહમાં રહેછે અવિનાશ
બીજમાં જેમ વૃક્ષ રહે છે એમ પોતે પોતાની પાસ
અજ્ઞાને અંજાએરે વસ્તુતો એમ છુપી રહે પૃથ્વી૦ ૧
પંચ તત્વનું પુતળુ બાધીને માંહી છતુ મુકયું છે શેષ
બ્રહ્મા વિષ્નુ પાર ન પામે નવ જાણે રૂપી કેશ
અકળીત એવુંરે પારતો કોઇ પામે નહી પૃથ્વી ૨
ફુલમાં જેમ બાસ રહે છે ધાતમાં રહેછે સ્વાદ
નેત્રમાં જેમ તેજ રહેછે એમ મુખમાં રહેછે નાદ
તરણા ઓથે મેરરે મેર કોઇ દેખે નહી પૃથ્વી ૩
શુરા થયને સત આદરો પ્રેમ તણી કરો પ્રીત
નીરગુણ નામનો રાખો આશરો દરશ કરો તેનું નીત
દાસ પ્રભો કહેછે.રે અવીનાશી રહ્યા અહી પૃથ્વી ૪



